ૐ

# પ્રવિણા વિલાસી.

દોહરો.

ચાર પ્રતો વેચાઇ ગઇ, વાંચો પાંચમી બુક;
છોડી દૂષણ દૃષ્ટિને, માફ કરો ભુલ ચુક.

રચનાર—લાલશંકર ઈશ્વરભાઈ ત્રિવેદી.

છપાવી પ્રકટ કરનાર
શંકરલાલ પિતામ્બરદાસ વ્યાસ.
કાળુપુર ભંડેરી પોળ—અમદાવાદ.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.
આવૃત્તિ ૫ મી. પ્રત ૫૦૦૦.

અમદાવાદ-પીમાસાને ચકલે ધી 'નટવર' પ્રિન્ટીંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

મૂલ્ય એક આનો.

આ બુકનો બીજો ભાગ એપ્રીલ મોસમાં બહાર પડશે.

## વિષયોની અનુક્રમણિકા.

શ્રીગણેશાય નમઃ



# ભણ્યાનું સાર્થક.

( રાગ સવૈયા. )

આજ કાલના ઘણા યુવાનો લુખુ ભણી શું કરવાના,
નોકરી ચાકરી શંખમ શંખા આખર રવડી મરવાના.
બાર પંદરે માટલી ફુટી વીશે બીએ કોઇ થવાના,
દશ બાર પંદર વીશ કે પચીસ કીંમતમાં અંકાવાના;
ટકાના ત્રણશેર દમડીના દોઢશેર ઉપર માગ્યા એ મલવાના. નોકરી.
બે બદામની ગુલામગીરી માટે સ્થળે, સ્થળે, એ જાવાના,
ગોંડના ગોપીચંદન કરતાં લપડ થપડ ખાવાના.
મસકા રીકેસન રેકમેન્ડેસન લેઈ જઇને એ ધરવાના. નોકરી.
કોઈ પ્લીડર કોઇ બેરીસ્ટર કોઇ સોલીસીટર થાવાના,
ડોક્ટર સોરટર ટ્યુટર મીસટર પોરટર થઇને ફરવાના;
ટર ટર સૌ કોઇ થાસે જરથી તર નહી થાવાના. નોકરી.
( ત્યારે કરવું શું ? )
ઉત્તમ ખેતી ઉત્તમ ધંધો હરકોઇ રીતે કરવાના,
કળા કૌશલ્ય ઉદ્યમની માંહી શોધક વૃતિ ધરવાના;
નીશ્ચય એતો તન મન ધનથી સ્વતંત્ર થઇને ફરવાના. નોકરી.

# હોટલથી ગુજરાત હિંદુસ્તાનની ખરાબી.



## સવૈયા બત્રીસા એકત્રીસા.

હે ગુજરાતી ગુર્જરમાંથી શૌર્ય ગયું છે શાનાથી,
દારૂએ તો દાટજ વાળ્યો બીડી બીડી ચહાનાથી;
દુધના કુચા પીને બેઠા પહેર્યા ચશ્માં માન્યું માન,
માંખણમાં તો મોત્રીત પેઠું હૈયું બળતું હીંદુસ્થાન. ૧
ધર્મ કર્મને બાહજ પડીઆ કરમે લગામ ઝાલી છે,
ધમકીથી તો ધર્મજ નાઠે હોટલ હૈયે વહાલી છે;
તાડી પીવા તત્પર થઈને મુક્યું સર્વ ભણેલું જ્ઞાન,
રસ્તા મહા રડવાતા દીસે હૈયું બળતું હીંદુસ્થાન. ૨
સોડાવોટર સારૂં લાગે લીમલેટમાં લાગ્યું છે ચીત્ત,
સવાર સાંજે શરબત ભાવે બીસકુટ આગળ અંધે ભીંત,
આવી રીતી શીખ્યાં તેથી ભાવે નહીં કંઇ ઘરમાં ધાન,
લાલકુમ આપોતા મંકુગ હૈયું બળતું હીંદુસ્થાન. ૩
ચાહ બાડીમાં ઝાઝી પ્રીતી દુધ તણું લેતો નહીં નામ,
હોટલમાં હૈયું હરખ્યું છે ગુર્જરનું તો પીને જામ;
શૌર્ય ગયું છે ગુર્જરનું તો બીડી ચાહને ચાવે પાન,
દીશા બાજી સુઝે નહીં કંઇ હૈયું બળતું હીંદુસ્થાન. ૪
જીંજર ટૉનીક જોર કરીને જુવાન નરને ખેંચે છે,
પીકમીઅપ પીવાને કાજે પૈસા પાકીટ વહેંચે છે;
લીથાયામાં લથડીયાં ખાને લ્હેરી રહે ખુબ ગુલતાન,

રાસભરી રસવાળી લાગે હૈયુ બળતુ હીંદુસ્થાન. ૫
ડાબા ડયુકે થસ્ટો કીધું કોલ્ડ ડ્રીંક્સ માગે આવી,
આઇસક્રીમ આનંદે ભાવે લ્યોને દુધના કુચા ચાવી;
ઓછી શેરજી આવા મોજી કેમ રહો છો હે હેવાન,
સર્વ રખેલું ગયું હોટલે હૈયુ બળતુ હીંદુસ્થાન. ૬
આખો દીવસ રખીરળીને હોટલ કાજે કીધું દામ,
સટ્ટા સાટાં કરી કમાયા હોટલમાં લીધો આરામ;
બનાવટી બ્રાહ્મણુના હાથે ભજીયાં ખાતા ભુલ્યા ભાન.
ખમણુ કચોળી ખુબ લઇ ખાતા હૈયુ બળતુ હીંદુસ્થાન. ૭
ડબલ સીંગલ કોકો કોફી ઓર્ડરથી આવી મળતી,
ટેબલ ઉપર ટોપી મેલી પીવા માંડે છે વળતી;
ટેબલ હેઠળ લાંબા ટાંગા પુછ હલાવે જેવું શ્વાન,
હલાવતા પગ તેવી રીતે હૈયુ બળતુ હીંદુસ્થાન. ૮
લાવ અલ્યા બીસકુટ ઓ બુડથલ પૈસા એક તણા મુજ માટ,
આધીન સેવક હાજર કરતા જોઇ શેઠનો ખોટો ઠાઠ;
ચાહમાં બોળી બીસકુટ ચાવે શીખામણ ધરતા નહીં કાન,
એઠું જુઠું અળગું મુકયું હૈયુ બળતુ હીંદુસ્થાન. ૯
અરીસા અંદર આખા દીલના દેખાવો તેને દેખાય,
ચહા પીતાં ફાટેલું મોઢું હેડુ તે દેખી હરખાય,
પરીક્ષા પટીયાંની કરવા બેઠો હોટલનો મેમાન,
વાંકુ ચુકું ખસી ગયેલું હૈયુ બળતુ હીંદુસ્થાન. ૧૦
ફુટ કાઢવાની જે બાબા રાખી જે ઇંગ્રેજી રીત,
હીંદુ થઇને થયો બબરચી રાખીને હોટલમાં ચીત;
ભણ્યા ભણ્યામાં પૂરો પડીયો બોલીનો દીસે ગુણવાન,

અર્ધદગ્ધ સાહેબજી કહેતાં હૈયું બળતું હીંદુસ્થાન. ૧૧

ચહાને પીતાં મુછો બગડે રૂમાલ તેને લોવાનો,
બીસકુટનું બચકુ ખઇ ઉઠયા હાથ નથી કંઇ ધોવાનો;
રૂમાલ પાણી રૂમાલ લોટો લુવે રૂમાલે નાકને કાન,
ખીસા અંદર એઠો ઘાલે હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૨

ભાઇબંધોની ટોળી ઉંચ નીચ જ્ઞાતીની ભેગી થાય,
એક હુસે તો સઘળા હુસે તેવી રીતે પાછળ જાય;
પાણી પીને પૈસા આપ્યા પણ ન રાખ્યું ચીત્તનું ભાન,
આવક કરતાં જાવક ઝાઝી હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૩

પરસેવો વાળીને પૈસો ભેગો કરતા આવે જોર,
ખોટે રસ્તે તે નાણાને હાથે કરીને નાખે ઢોર;
ઘરની બૈરી ઘાંટા પાડે ઉછેદીયા નહી ઘરમાં ધાન,
વ્યસની તો વળગી રહે વ્યસને, હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૪

નવાં લુગડાં બાળક માટે લાવે પણુ પાસે નહી કાન,
ઉધાર ઉછીનુ લાવી લાવી ચલવે એતો ઘરનું કામ;
મુદલનું તો વ્યાજ થયુ બહુ તોએ ફરી ગયું કયાં ભાન,
હોટલ હૈએથી નહી અળગી હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૫

ઘરની બૈરી ઘંટી ચાટે વેશ્યા પહેરે સારાં ચીર,
ખરા ગુરૂને ખાવાનું નહીં લુચ્ચા ખાતા પુરીયો ખીર;
જો કોઇ શીખામણુની વાતો કહે તો તેનો લે એ જાન,
ખુદ્દા ગણીયા બેલ બરોબર હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૬

હે ગુજરાતી આ ગુર્જરનું નાણું સરવે મીથ્યા જાય,
ઉંધે રસ્તે નાણું નાખી અભાગીયા જન ખુસી થાય;
નાના બાળક ભણાવવામાં રાખે નહીં એ પોતે ભાન,
કરે બીજાને પોતા જેવા હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૭

# સુધારાની સવડ.

## ગઝલ.

સુધારે તો થશે સારી, જગતની આ દશા બુરી;
કુધારે તો બગડવાની, બધી દુનિયાં શુરી પૂરી.
ઘણા વિદ્વાન વિદ્યાને, ભણેલા તે ગણે નહીં જો;
ઘણા હુંશીઆર હુંશીયારી, મુકીને ચાલતા મહીં જો.
ઘણા ધનવાન ધનનાથી, ધરમને તો મુક્યો આથો,
ઘણા ડાહ્યા ડહાપણુમાં, તમે સીદ ભીખને માગો.
અરે હે આર્ય ! શોખીલા, બીડી ચાહ પી થયા ઢીલા,
ગયું હૈવત હોટલે, ખરી હોટલની લીલા.
અરે ચશ્મા તમે પહેરી, ચતુરાઇ મુકી આવ્યા;
કીડી માંખો ને મંકોડા, ચહા તેનો પીને આવ્યા.
બધો કચરો થયો ભેગો, પીનારો દેખતો નહીં જો;
વળી કુચો પીવા વાસી, ભમે છે ચીત્ત તો મહીં જો.
ઘણા પ્યાલા રકાબીમાં, પીનારા પી ગયા પાણી;
દીસે છે દેખીતી એંઠી, તમે લ્યો શીદને તાણી.
અરે ગુર્જર તમે ઘેલા, થઇને ધર્મ બોળો છો;
બીજાએ રાખ ચોળી છે, તમે શીદ રાખ ચોળો છો.
ઘણા પોરા મુવેલા તે કુચા ભેગા ગળ્યામાં છે;
ટીલુ તાણી પીધું પાણી ભગત તો મહીં ભળ્યામાં છે.
નહીં અફસોસ એંઠાનો તને કંઇ લાગતો દીસે;
કહેનારા કહી લ્યોને, પીનારા તો જરૂર પીશે.



# હિંદુઓનો ખોટો ઠાઠ.



ઓછું ભણતર ખોટો ઠાઠ, તે દેખી થાતો ઉચાટ.

ઓછું નાણું ,, ,,

ઓછી બુદ્ધિ ,, ,,

ખીસાં ખાલી ,, ,,

ઓછી રોજી ,, ,,

વાદે વાદે ,, ,,

સંગે સંગે ,, ,,

રંગે રંગે ,, ,,

ચોરી કરીને ,, ,,

નહીં ઉદ્યમને ,, ,,

લાંબા જોડે ટુંકો જાય, મરે નહીં ને માંદો થાય;

સોબતનો લાગે છે રંગ, પાછળથી ઓછો ઉમંગ.

અછકલો ઝાઝો છલકાય, બીજાને દેખી મલકાય;

સીદને માથે ઘાલો ધૂળ, પ્રથમ જુઓ તમારૂં મૂળ.

ખાવા માટે ઓછું ધાન, બીજાનું દેખીને તાન;

બીજો ઘોડીનો છે સ્વાર, પોતાને ગદ્ધી તૈયાર.

હાથે મુખ બન્યો હેવાન, રળવાનું રાખોને ધ્યાન:

મળે એટલે બનતા મીર, નવ મળ્યું કે બને ફકીર.



# સ્ટુડન્ટનો મેળો.

રાગ-મોરમનો—મરસીયા છંદ.

હાય હાયરે હોટલે હીંદુ વટાળીયા, હોટલે હીંદુ વટાળીયારે હાય.
નાના મોટા સ્ટુડંટો ફુટાડીયા—રે હાય૦
મા ને બાપો નીશાળે મૂકે, છાનો બીડી હોટલોમાં ફુંકે;
આવો અવસર ભણવાનો ચુકેરે—હાય૦ ૧
મારે નીશાળમાં મહેતો, મોડું ખાવાનું થયું તું કહેતો;
માને બાપે મુકયો છે વહેતો—રે હાય૦ ૨
કરવા માંડી સ્ટુડંટોએ ચોરી, ઊંધે રસ્તે હોટલો ગઈ દોરી;
દહાડે દહાડે વધી ભહની તોરી—રે હાય૦ ૩
મા ને બાપો જાણે બહુ ભણે છે, ભાઈ હોટલોમાં ચા હણે છે;
એતો રજાના દીવસ ગણે છે—રે હાય૦ ૪
આપે ચોપડીઓને ફીનું નાણું, તેમાંથી ખાય હોટલમાં ખાણું;
પણ અંતે મા બાપે જાણ્યું—રે હાય૦ ૫
કેમ નથી લાગ્યો અલ્યા ભુકો, મારવાને તો કીધો તાડુકો;
અવસર ચાહ બીડીયે તું ચુકયો-રે હાય૦ ૬
હોટલ અંદરથી સો ન વીસારે, ગમે તેવું મહેતા સોને મારે;
વાડી બગીચે બેસવું ધારે-રેહાય૦ ૭
બાપ કરે પૈસાની ખુવારી, બાપને હોટલો લાગી છે સારી;
મહેતો થાકયો, એને મારી મારીરે-હાય૦ ૮

( રાગ—શંકર વસે કૈલાસમાં. )

હોટલે પૈસા ઊડાવીયારે, હરી સૌને ભુલાવાનરે. હોટલે૦

અભણુ બણ્યાના માણસનેરે, કવો ભોતરીને ખાવરે;
ભણેલાને ભરમાવીયા, પાઇ બીસકુટ ચાવરે. હોટલ૦
મોટા શાહુકારના છોકરારે, નથી નાણાંની બીકરે;
ટગ ટગે ચાહ કારણે. પડયાં ખેતરમાં તીડરે. હોટલ૦
ભજીયાં પુરી ને પાંદડાંરે. તેની લાગે મીઠાસરે;
કેમ સાહેબ કાંઇ જોઇએ! આગળ ઉભા રહે દાસરે. હોટલ૦
દુધ પીવાનું કર્યું દૂર તેણે, ચાનો ચાખ્યાને સ્વાદરે;
ઘરમાં નારીને ચા જોઇએ, લીધો સ્વામીનો વાદરે. હોટલ૦
ઘણી મુશીબતે મેળવ્યુંરે, પાઇ પાઇ કરી ધનરે;
ઘણો પરસેવો વાળીઓ, ફર્યો શહેરે ને વનરે; હોટલ૦
ભંગીને બાંમના ઘેનથારે, ઘણું વાધે આનંદરે;
અમીરુ ગરીબી ખાય છે, તેવો હોટલનો ફંદરે. હોટલ૦

## હરીગીત છંદ ચાલ.

ગુજરાતની જે માતને જનણી તમે મુકી દીધી,
જે દુધથી દહીં ઘી બને તે મુકી ચાહ બીડી પીધી;
શીખંડ બાસુદી અને માખણ ઘણું માવો બને,
બરફી બને પેંડા બને એ ચીજ ભાવે છે મને. ૧
જે દુધનો દુધપાક ને પારી બને સારી ઘણી,
કહી છાશની પીવી ગમે છે વિશ્વના મોટા ધણી;
આવી રીતેના સુખને મુકી જવાનું હોટલે,
બીડીથી હેયું બાળીને પૈસા ટકા ખુટે બધે. ૨
ચાને બીડીમાં ભાવ છે દુધ દહીં બીચારૂં શું કરે,
બીસકુટ ચાહની બહાર છે ત્યાં વેણુ કાને શું ધરે;
ઘરમાં બીચારો નાખીને ટાઢે મરે તે તરફડી,

તો દાળને ચોખા મળે રોટી મળે છે તે ઘડી. ૩
વળી વેદને વેદાંત વાંચી શાંત મનને ના કર્યું,
બાંન્ધ્યું રહ્યું છે પોથીમાં પણ હોટલે હૈયું હર્યું. ૪

---

# હોટલના અમીરો.

## લલીત છંદ.

અરરર હે પ્રભુ ! શું કર્યું તમે, પરમ દુઃખમાં ડુબીયા અમે;
ગ્નાતીઓ ઘણી એકઠી થઇ, હોટલો મહીં હોટલો મહીં.
હોટલો તણા હે પ્રતિનીધિ, ચાહ મહીં તમે કામણો કીધી;
બ્રાહ્મણો અને વાણીયા તણી, કુંભાર ગાંયજા ગ્નાતીયો ઘણી.
પટેલ શ્રાવકો સુતાર સોનીઓ, બધાએ એકઠા ઉંચ છે કીયો;
એક પાટલી એક મેજમાં, ખાણું ખાય છે સહેજ સહેજમાં,
પાણીની પૂરી પતરવેલીયાં, વાસી જે હતાં તેને મેલીયાં.
ઘેર નાતમાં નાણ આભળો, હોટલો કરે અનર્થ તો ઘણો,
મુકટા અને જે પીતાંબરો, પહેરીને જતાં દૂર ક્યાં કરો;
એક ડોલમાં રકાબીઓ ઘણી ધોઇ ધોઇને આપતો ઘણી;
બ્રહ્મતત્વને બ્રાહ્મણે મૂક્યું, વિશ્નુતત્વને વાણીયે ચુક્યું;
ઘેર ખાવાને પૂરીયો તણી, કેમ હોટલો લાગી છે ગળી.
ઉજળ કામને શીદને ખુવો, આંખ આપી છે જરા તમે જુઓ.
ધર્મ ભ્રષ્ટ તો હોટલે કર્યો, દામ સર્વ તો હોટલે હર્યો.
ઉંચ વર્ણમાં જન્મ આપીયો, નીચ સોબતે શીદને પીઓ.

## રાગ—મેખાન કરે મેમાની.

હોટલ હૈયાની નારી, મુકે શ્રમ તે વિસારી.
હોટલ તે છીંચકો ઘરનો, વળી પલંગ પ્યારા નરનો,
ચાની તો ત્યાં તૈયારી. હોટલ.
હોટલ છે ગુલાબ ફુલો, અંદર બેસીને ઝુલો,
વળી નાણાની ખુવારી. હોટલ.
હોટલનાં ખુરશી મેજો, શી આવે તેની સે જો,
બીસકુટ ચહા લાગે સારી. હોટલ.
હોટલમાં હૈયું હરખે, ગોલો સોનાને પરખે,
બેસે ઉઘાડી બારી. હોટલ.
જેના પીતા ધનવાળા, તે દીકરા કરતા ચાળા,
જેમ ફરે ઘણી મંજારી. હોટલ.
આગળ ઉભા રહે દાસો, કેમ સાહેબ શું શું ખાશો,
જેવી ગુણકાની યારી. હોટલ.
સાહેબને માટે સોડા, પીવાના પહેરી જોડા,
સીદ ખુવો તમે ઘરબારી. હોટલ.
હોટલમાં હાજર ચીજો, પૈસા આપીને પીજો,
પીએ મોટા બ્રહ્મચારી. હોટલ.
હોટલ હૈયાનો હીરો, ઝડપે છે ઝાઝા વીરો,
જુગાર અને અહંકારી. હોટલ.
શ્રમશાનેથી હોટલમાં, ચાહ પી લેવાનો પલમાં,
જુવે નહીં કાંઈ વીચારી. હોટલ.

( શંકર વસે કૈલાસમાં એ રાગ. )

પોતાને જોઇએ પાટલુનરે, વાસકોટ ઘડીઆળરે. પોતાને.
ક્ષયના ખોખાપર જોઇએરે પહેરવાને ખમીસરે;
કુતરાની પેઠે કાંઠલો, ઉપર દેખાય શીષરે. પોતાને.
ખોટી દેખાય તેને પાઘડીરે, ટોપીમાં નહીં ભારરે;
સોટી તો હાથમાં જોઇએ, બબરચીના દેદારરે. પોતાને.
ચાલતે મારગે જોઇએરે, પીવા સારૂ ચીરૂટરે;
અક્કડ અગ્રીજીના બુગટો, જોઇએ હોલબુટરે. પોતાને.

---

# ભણેલાનો માર અભણ ખાય.

( રાગ—ઉપરનો. )

અભણને માટે એકઠાંરે, રળીને કીધાં દામરે. અભણ.
દરજી ધોબી ને ગાંયજારે, એને ચાલ્યો વહેપારરે;
વલાલી છે વોસીંગ કમ્પની, બુગડાની ઘોનારરે. અભણ.
સત્તર આનાનું બુંગડુંરે, સીવ્યાના આના સોળરે:
સોનાનાં ચશ્માં ચઢાવીયાં, એ છે કેવું બેડોળરે. અભણ.
મુડે દાઢી ત્રણ દોઢીયેરે, ડોસી મુડ્યાનો એકરે;
ચાર જાય ચહેરો કરામણી, વાળ કાપ્યાનો ટેકરે. અભણ.
અરધા કેડીએ ધુવે ધોબીઓરે, તેના આના બે ચારરે;
ખીસાં ખાલી કર્યાં ખંતથી, ખાલી ઉડાવી બહારરે. અભણ.
ભણેલો પચ્ચીસ પામતોરે, મળે અભણને ત્રીસરે;
આવું દેખી ઘણી વાપતી, મારા મનમાં રીસરે. અભણ.

દેશી જોડા કર્યા દૂર તેરે, પહેરી સપાટ બુટરે:
લુગડામાં લલચાઇને, છબો પીએ ચીરૂટરે. અભણ.
કરમે કપાળીયાનું થયુંરે, ઘીને સાટે તો તેલરે;
મીઠાઇ ભેગું મેળવ્યું, આવે ખાંડમાં મેલરે. અભણ.
શોખીન સેપરેટ દુધનારે, થયો ઘીની મહીં બેમરે;
તેજ ચક્ષુનું ચાલીયું, ચાલ્યો ચસ્માનો વેગરે. અભણ.

# કળી કાળની સ્ત્રીઓ.

( રાગ ઉપરનો. )

વાંકી પાંથી પાડી પ્રેમદારે, કળજુગનું પ્રમાણુરે. વાંકી.
વાંકી આંખોને વાંકુ હીંડવુંરે, વાંકુ બોલતાં ન વારરે;
વાંકે રસ્તે નાણું વેરવું, વાંકો સરવે સંસારરે વાંકી.
વાંકી ચોળીને વાંકાં પોલકાંરે, વાંકી ઘાઘરાની ઘેરરે;
ગરબો વાંકો વળી ગાઇને, ગોળ વાંકનો છે ફેરરે. વાંકી.
સીધી પાંથી નથી શોભતીરે, વાંકી પાંથી શાબાશરે;
ધીક્કાર છે ધુપેલને, આંબળાની શી વાસરે. વાંકી.
વાંકી વાંકી ગમે કાંસકીરે, અંબોડામાં હરરોજરે;
કેવો સપાટનો શોખ છે, વાંકું વઢવાની ખોજરે. વાંકી.
વાંકા વળી પાણી સીંચવું રે, ઘણું થયું છે દૂરરે;
ઘંટી વાંકી વળી ખેંચવી, મજુરી બધ મજુરરે. વાંકી.
મોટા ચુડા નથી શોભતારે, નાની ચુડીની ચીપરે;
કાચ સોનાની બંગડી, દેખાય મારી સમીપરે. વાંકી.

અરધે માથે ઓઢવુંરે. એના હજારો વાંકરે;
પ્રેમદાની બુદ્ધિ પાનીએ, અને ગણાતી રંકરે. વાંઝી.
વેસ્યાની ચાલે ચાલતારે, વાંઝી ચુંકી જે વાટરે;
જુનું માર્યું જુના ઘાટને, કરાવી નવા ઘાટરે. વાંઝી.

# જુના નવા રીવાજો.

( રાગ ઉપરનો ).

જુના રીવાજ જડમુળથીરે. નાંખ્યા ખોદીને દૂરરે, જુના.
નારીને જોઇએ પોલકુંરે, જોઇએ ઝીણું વસ્ત્રરે;
દીલ બધું દેખાય છે, જેમાં જાળાં સહસ્ત્રરે, જુના.
પોલકાંથી પોને પાતળારે, મટી જાડી દેખાયરે;
દરજી મરજી સાચવી, પૈસા ફાલી ખાયરે. જુના.
જોઇએ ધોળા ધોળા ઘાઘરારે, હેઠળ ઝાઝી છે પ્લેટરે;
ધોબણનો વેશ ધરી લીધો, ડ્રેસ થયો ઓલરેટરે. જુના.
નાકે કાંટા નથી શોભતારે, ચુની ચતુરસુજાણરે;
ગયાં ટલ્લાં ને ટાંચળી, કળીજુગનું પ્રમાણરે. જુના.
દરરોજ દવાની બાટલીરે, અને ચાહનો જે કપરે;
ક્ષય રોગ ખંતથી લાગીઓ, એતો બેઠો છે ચપરે. જુના.
ઊંડા કુવા ને લાંબા દોરડારે, કર્યા ચકલીએ ચુપરે;
બેઠે પાણી ઘેર આવતું, એવો ઇંગ્રેજ ભુપરે. જુના.
રાંડીરાંડોના રેંટીયારે, ખુણે ઉધઇઓ ખાયરે;
ઘંટીના પથ્થર કુટી ગયા, સંચે લોટ દળાયરે. જુના.

નારી ઉપર તમે નરહરીરે, કેવી કીધી છે મહેરરે;
એ કહે છે ઘણાં કામ તો, પડયાં છે મારે ઘેરરે. જુના.
બીનાઈ સાડી ને ઝીક ઓપતીરે બાંટ ખુંણે સંતાય;
સવાય બીચારાં શું કરે ખુસ મસ્સી ઘસાયરે. જુના.
ઘેર ઘેર ગ્યાસલેટ વાપર્યુંરે, લાગ્યું દીવેલને દુઃખરે;
બીજા જેવો પ્રેમ રાખતારે, પણ કાળું છે મુખરે. જુના.
કાળી ગોરી બનવા જાય છેરે, કરી પાઉડરનો લેપરે;
સાબુથી સાફસુફ રાખતી, પણ કર્યો નહી એપરે. જુના.

# વાંઢાનો વિલાપ.

( આંખ વિના અંધારૂંરે—એ રાગ ).

નાર વિના ઘેર તાળુંરે, સદાય મારે નાર વિના ઘેર તાળું.
લાકડું લોટા હાથે, લાવું હું પાણી માથે,
મન બળે સ્ત્રીઓને ભાળુંરે. સદાય.
સવારે હાથે રાંધું, બાખરી સાંજે બાંધું;
મન બળે ને કરૂં વાળુંરે. સદાય.
પળે પળે પ્રેમદાને ઘડી ઘડી પ્રેમદાને;
સંભાળી ખાટલો ઢાળુંરે. સદાય.
ઘરમાં પલંગ મારો, ટેબલ ખુરસીને પાટો;
પાનાં વિનાનું જેમ ડાળુંરે. સદાય.
સ્વપ્નામાં પરણ્યો તારી, હોંસો પુરી થઈ મારી;
વીજળીનું એતો અજવાળુંરે. સદાય.

એકલા ઘરમાં રહેવું, સૌ દુઃખ મનમાં સેહેવું;
ધણી વિનાનું જેમ થાણું રે. સદાય.
હે ઇશ આપો નારી, આશા પુરોને મારી;
નહીં તો હીનાળે હાડ ગાળું રે. સદાય.
દેડ ભંગીને નારી, ગુનેગારી શી મારી;
મનડાને મનમાં ઘણું બાળું રે. સદાય.
સોટી પણ કોને મારૂં, ઘરાણા કોને શણગારૂં;
સોનીનું ઘર મેં નથી ભાળ્યું રે. સદાય.
દાગ ચોખામાં પેઠો, વાંઢાનો મોટો મેળો;
ચાંચણીએ લેટને ચાળું રે, સદાય.
શૂન્યકાર સૃષ્ટિમાં, દેહ ડુબ્યો કષ્ટોમાં,
ઘરમાં નથી રંગીત સાળુ રે. સદાય.
સાળુની પહેરનારી, આભુષણની માગનારી;
મારા ઘરને કેમ ટાળ્યું રે. સદાય.
સાબુને અત્તર ચોળું, ગુલાબજળ દીસે મેળું રે;
નારી વિના તો મુખ કાળું રે. સદાય.
વિચારની લાગી છે વ્યાધિ, કામદેવે કેડ બાંધી;
શું કરૂં ! નાર્યાંને ઉજાળું રે. સદાય.



# નાર વિનાનો નર.

( ઢાળ વિનાનો ઝાડુ—એ રાગ ).

ખીબે શોભે સાર વિના, જેમ ગધેડું ભાર વિના;
વહેપારી વહેવાર વિના, તેવો નર તો નાર વિના.

ઉદારપણું ઉદાર વિના, જારી નર જેમ જાર વિના;
માટી જેવી ગાર વિના. તેવો.

બ્રહ્મચારી બ્રહ્મચાર વિના, અધિકારી અધિકાર વિના;
સંસાર શૂન્ય પરિવાર વિના. તેવો.

જેમ ગુરૂજી હાર વિના, કરવું કામ વિચાર વિના;
જેવી ચારી ચાર વિના. તેવો.

પાઠ કરે પણ સાર વિના, બોલે પણ જે પાર વિના;
મોટું ઘર જે બાર વિના. તેવો.

ભેંસો ગાયો ચાર વિના, ઝાઝું ખાવું આહાર વિના;
લડવું પણ તરવાર વિના. તેવો.

ઝાઝું લડવું વહાર વિના, બિલ્લાં કુત્તાં ખાર વિના,
જેમ પરણી આર વિના. તેવો.

ભીખારી દાતાર વિના, ગુરગો ગુનેગાર વિના;
આભૂષણ દેદાર વિના. તેવો.

ભામની ભરથાર વિના, નદી ઘાટ પરથાર વિના;
ઉતરવું પેલે પાર વિના. તેવો.

ઘોડો પણ ઘોડાર વીના, રોવું પણ પોકાર વીના;
રળવું ધમધોકાર વીના. તેવો.

ભજન કરે કરતાલ વીના, લડવું ગોળી બહાર વીના;
સોનું પણ સોનાર વીના. તેવો.

કપડું પણ સીવનાર વીના, જેમ આયુષ્ય જીવનાર વીના;
ટાઢ પડે પણ ઠાર વીના. તેવો.
માટી પણુ કુંભાર વીના, ગરીબ અન્ન જુવાર વીના;
બળદ ભક્ષ ગવાર વીના; તેવો.
સુરજદેવ સવાર વીના, અહંકારી અહંકાર વીના;
ધનુષ્ય પણુ ટંકાર વીના. તેવો.

# ગરીબની દશા.

રાગ—શંકર વસે કૈલાસમાં.

હાંડીમાં નથી ધેંસ ઓરવારે, (પણ) પડયો ચાહનો સ્વાદરે.-હાંડી.
કલાકે કલાકે બીડીયોરે, ત્રણ કલાકે ચાહરે;
ખોખું થયું ક્ષય રોગનું, ફરી જીવતાં દાહરે. હાંડી.
ત્રણ આનાની ચાહ બીડીયોરે, અરધા આનાનાં પાનરે;
ધંટી ચાટે ઘરનાં છોકરાં, નથી ખાવાને ધાનરે. હાંડી.
અત્તર ધુપેલને આરસીરે, માથે આંબળાનું તેલરે;
આગળ છોગુ પાડે પાંથીઓ, તન દારૂથી રંગ રેલરે. હાંડી.
ખોખુ થયું ક્ષય રોગનુરે, તેણે પહેર્યું ખમીસરે,
અક્કડ અબીબંધ લુગડાં, કહે વેલ વેલ ધીસરે. હાંડી.
બુટ સ્ટોકીંગ ના ઉતરેરે, ફરે ઘરમાં કે બહારરે;
આડંબર ઇંગ્લીશ રીતનો, કરે બીસકુટ આહારરે. હાંડી.
હોટલ તો હૈયાનો હાર છેરે, બીડી છાતીનું તેજરે;
ચાહ ચક્ષુનો બંધવો, હોટલ છે છેને છેજરે. હાંડી.

# જન્મ ધરીને સંસારમાં શું શોધ્યું ?

લેખક:—દલપતરામ ગૌરીશંકર નવલણા—જામનગર.

રાગ—માલકોષ.

શું સાર શોધ્યો અવતરી, જો ચાર સાધન ના સર્યા,
ધન ધામને દોલત ખજાના, ભુમિમાં રહેશે ભર્યા.— શું સાર.
ધોળાં થયાં કાળાં ગયાં, પણ કૃત્ય કાળા રહી ગયાં;
ધોળે પડી એ ધુળ ધોળી, કીર્તિ કામ નહિ કર્યા.— શું સાર.
દાદા ઠર્યા ડહાપણ ભર્યા, વળી દંડ કર માંહે ધર્યા;
એ કાર્ય વ્યર્થ કર્યા કમંડલ, દંડ કરમાં લેઇ ફર્યા.— શું સાર.
હાડ ચામેથી મઢેલા, મેલ મૂત્રેથી ભરેલાં;
હાંડલાં ન કર્યા કર્યા જો, ધર્મ ધોરણ પરહર્યા.— શું સાર.
પાવલાં પગમાં ધર્યા, પરિધાન પિતાંમ્બર ધર્યા;
એ પાવલાં ન ધર્યા ધર્યા જો. જ્ઞાન પાન પરાં રહ્યાં.— શું સાર.
નિજ ગેહમાં દિપક કર્યા, ધનઘોર અંધારાં ટળ્યાં;
ઘનઘોર એ ન ટળ્યાં ટળ્યાં જો, દેહ અંધારા રહ્યાં— શું સાર.
બહુ ખર્ચ કરીને સંચર્યા, દેશાટને ભૂમિ ફર્યા;
ભૂમિ એ ન ફર્યા ફર્યા જો, બ્રહ્મભૂમિ ના ઠર્યા.— શું સાર.
બાગ ઉધાને ગયા, મિષ્ટાન ભોજનને ગળ્યાં;
એ ભોજનો નગળ્યાં ગળ્યાં જો, ગર્ભ તંતુનાં ગળ્યાં.— શું સાર.
દાઢ માઢેથી ફર્યા મુખ આરસી જોઇ રહ્યા;
મુખ જોઇને ન રહ્યા રહ્યા જો, દયા દાન ગયાં ગયાં.— શું સાર.
તામ્બુલે: મુખમાં ધર્યા કાથે અને ચૂને કર્યા;
એ પાન રહેસે સૌ પડ્યાં, હીરાકશીથી છે ભર્યા.— શું સાર.

# નિર્ભાગી નોકરી.

## અભિમાની અમલદાર અગર શેઠ.

### રાગ.—ગઝલ—કવ્વાલી ચાલ

બળી આ નોકરી કરવી, અમલદારો થયા ગરવી. બ૦
સાળો સસરો કહીને ભાંડે, ગાળો દે નરવી. બ૦
ખરા કામે રાખે રોકી, આંખો નીરે ભરવી. બ૦
લઢી લખીને લમણાં દુઃખે, માથે મુંઠો ભરવી. બ૦
વીના કામે વીતા સ્વાર્થે, બેસાડતો ગરવી. બ૦
ખરૂ કહેતા પડે ખોટું, શરીતા શી રીતે તરવી. બ૦
સારો ઉદ્યમ એથી બીજો, વહેપારી દુકાનો કરવી. બ૦
તુંકારાથી તન બળે છે, બળી આ હાજરી ભરવી. બ૦
પોતે મોટા સુખમાં મહાલે, બીજાપર ક્રુરતા કરવી. બ૦
સ્વતંત્ર મુકયા હરીએ હમને, પરતંત્રતા કરવી. બ૦
વહોરા લોકો વહેપારી છે, સાબુને દીવાસળી કરવી. બ૦
કાચ લોઢુ ને કરીઆણુ, તુચ્છ નોકરી મળવી. બ૦
ચોર ચોરે ને મને ઠપકો, માંથા વટી હળવી. બ૦
ગુલામ તો સરકારે કાઢયા, ગુલામગીરી કરવી. બ૦
બીજો મારગ સુઝે નહિ કંઇ, તેથી દુષ્ટ નોકરી કરવી. બ૦
શેઠીયા જો મળે સારા, તો તો બધી જીંદગી હળવી. બ૦

## સારા શેઠો હરામી નોકર.

( રાગ—ઉપરનો. )

હરામી નોકરો બાળી, નાંખું હું જીંદગી બાળી. હ૦
ચોરીમાં ચોગરદમ પુરા, છુપાતા સુજને ભાળી. હ૦
હમલબાજને જુદા બોલા, અંતરે દાનતો કાળી. હ૦
પ્રપંચી તો પુરેપુરા હાથોહાથ આપતા તાળી. હ૦
એક બદલી બીજો રાખું, તોએ મેં શાન્તિ ના વાળી. હ૦
મહારૂં ખાઇને ખોદે મહારૂં જોઉં હું તે નીહાળી. હ૦
હલાલ કરવું આખું મુકી હરખતો હરામનું બાળી. હ૦

# નવા સુધારાની નરનારી.

રાગ—સવૈયા એકત્રીસા બત્રીસા.

દેખાદેખી શીખ્યા ખોટું, સારી ટેવો કાઢીને,
બાપાને કહે કેમ કુલ શું ગાળો દે છે ભાઢીને;
વ્યસન અંદર ભાન નહીને, આંખો તો રહે છે રાતી,
ગાડરીયા પ્રવાહની પેઠે, કેમ બુડો ગુજરાતી. ૧
બ્રાહ્મણ બધ રૂદ્રાક્ષો મુકી, ગાયત્રી મંત્રાને તીર,
પુત્રી સાટે પીતા પરણે, બેનને સાટેપ રણે વીર;
ચાંમ બગડે ચંદન ચરચે, જાતી કેવી પંકાતી. ગા. ૨
નહાવાથી તો ટાઢ વહાય છે, જનોઇ જેમ ફંસીનો દોર,
સારો મેવો ખાવો મુકી, હાથે ખાવા ખાટાં બોર;
હડ્ડસ ચસકા બાઇને પડીયો, બાઇ બજારે ટીચાતી. ગા. ૩

પાછળી શીખા બદલે આગળ, વાંકાં તો લટીઆં લળકે,
તેલ અત્તરથી પાંથી પાડે બીજા તો છોને બબડે;
એરીનો પણ ટેસ વધ્યો છે નહીં ચરબી દીલમાં માતી. ગા. ૪
કેમ અલી હું કેવી દેખાઉં, મનમાં એવી મગરૂબી,
નવા ડ્રેસમાં નીતનીત ફરતી, કેવી કળીજુગની ખુબી;
ઝીણું લુગડે ઝાઝું દીલને, ઉઘાડી રહે છે છાતી. ગા. ૫
જાણે હું તો મડમ બની જઉં, નહી ગુજરાતીની બેટી,
બળી ગાંસડી બહુ લુગડાંની. રાખે ટંક ડબ્બા પેટી;
ચાહ બીસકુટને ભજીયાં એતો, ઉપાડે છોગે ખાતી. ગા. ૬
કુણી સુધીની ગઇ કંચળી, ખભા સુધીની થઇ ચોળી,
નાણાવાળી અને ગરીબની, ભેગી થઇ સઘળી ટોળી;
અલી બેન હુંએ પણ આવું, લાવવાને ઝાઝું ચહાતી. ગા. ૭
ઘરમાં ખાવાનું છે કે નહી, તેની પણ કંઇ નહીં બીતી,
નવા ડ્રેસને નવા નમુના, માટે નહીં ખાતી પીતી;
ઘરડા માત પીતાને આ દેખીને તો ચીંતા થાતી. ગા. ૮
દીકરીનાં પણ નાણાં લેવાં, તેવું નરનારી ચહાતાં,
બહુ સુધરીને આવું શીખ્યાં, પાછળથી બહુ પસ્તાતાં;
હીરલા જેવું ધન દીકરીનું, ધન લેનારાની છાતી. ગા. ૯
લાજમલાજો આઘો મુકયો, અરધે માથે ઓઢીને,
સુધારાનો શોખજ લાગ્યો, જુના રીવાજો છોડીને;
રાણીનો સુધારો દેખી, સાસુ ઘરમાં અકળાતી. ગા. ૧૦
શેર ભાતને શેર રોટલી, સાત જણાં ખાઇને રહેતાં,
ચાહ પીવાથી ભુખ મરી ગઇ, લાજ આવે છે બહુ કહેતાં;
પછી ફરવા લીદ ડાકટરોની, હોંસે પીતીને જાતી. ગા. ૧૧

જરી ચાલતાં ચરણ દુખે છે, એવી આવી છે નબળાઇ,
થી સાકરને દુધ વીના તો, દીલની લાલી સઘળી ગઇ;
શોર્ટ સાઇડથી ચસમાં આવ્યાં આંખોની કીકી જાતી. ગા. ૧૨.
અરે બંધુઓ હાથે કરીને, ગુર્જરનું કાઢો નખોદ,
તનદુરસ્તી સારી રહેવા, માટે કરોને સારી શોધ;
મોઢે મીઠું બોલો છો પણ મનમાં છે મોટી કાતી. ગા. ૧૩.

---

# કુજોડા વીશે.

---*---

(મોટી નારીના ધણીનો વીલાપ.) બનજારો છંદ.

તું તો સાંભળ મીત્રજ મહારા, મારા છુટી પડયા જનમારા;
નાનપણમાં પરણાવ્યો તાતે, ના જાણું પરણ્યાની વાતેરે;
માથે મેલ્યા બહુ મણના ભારા. મારા છુટી.
મન વર્ષ થયાં છે બાર, નારીની ઉમ્મર અઢારરે;
બળ્યા બળ્યા હીંદુના ધારા. મારા છુટી.
મારી નારીનો ભભકો ભાળી, થાય લોકોની દાનત કાળીરે;
નાંખે કાંકરા રસ્તે જનારા. મારા છુટી.
બાઇ બંધો ખુબ હસે છે, મને નાનો નાનો સઉ કહેછેરે;
મોત ખોળો જગત કરનારા. મારા છુટી.
સારાં સારાં ઔષધો હું ખાઉં, જાણું એનાથી ઊંચો દેખાઉંરે;
પણ નથી આવતા વારા. મારા છુટી.
મારા ભણતરમાં ધુળ નાંખી, મધપુડે બાઝી જેમ માખીરે;
આવા લેખ વીધાત્રા તારા. મારા છુટી.
થઇ જોબનવંતી નારી, બાળ દશા દીસે છે મારીરે;
આના કરતાં સારા કુંવારા. મારા છુટી.
બાઇ ભૂગોળવિદ્યા વાંચે, ભાઈ ચૂલામાં અગ્નિ સાંચેરે;
કર્મ ફુટયું બાઇ ભણતારા. મારા છુટી.

# "નાના ધણીની નારનો વિલાપ.



(ચાબખો).

જીવતર ગયું મારૂં ખગડીરે, હવે આવી આતો સખડી;
સ્વામી મારાને ધીમે બોલતું, લેવાને મારી પાસ;
એક વેંત નીચો મારાથી એતો, શું કર્યું અવિનાશરે.—જીવતર.
બાળપણામાં નાનો સ્વામી, પરણાવ્યો મુજ સાથ;
સ્વામી નાનોને બૈરી મોટી, માતાની દીધો હાથરે.—જીવતર.
સઘળી સાહેલી સ્વામીની સાથે, ઉડાવે લીલા લહેર;
મારો ધણી તો સંસારી રીતની, જાણે નહિ કંઇ પેરરે.—જીવતર.
બીજા માણુસો કરે ઇશારા, કાંકરા નાંખતા જ્યરે;
સંસારી સુખ મેં દીઠું નથી, મારા પેટમાં લાગે લહાયરે.—જીવતર.
ધણી મારાને ઘણો સમજાવું, પણ એ નાનું બાળ;
સાચવી રહીને શીખામણ દઊં તો, ઉલટી દેછે ગાળરે.—જીવતર.
નાના ધણીને જોઇતે સૌ લોક હસ્તાં રહે દીન રાત;
સાહેલી મારી કરે છે ઠેકડી, જાણે કરૂં આપઘાત.—જીવતર.
શરમાઇને હું તો ભોંયમાં પેસું, ભુમિ દેતી નથી માગ;
કામ જોબનમાં વ્યાપિ રહયો છે, લાગેછે દીલમાં આગરે.—જીવતર.
ગળથુથીમાં વિખ ના દીધું, એવાં વેરી માબાપ;
ઘર જોયું પણ વર ના જોયો, વાગી જગતમાં છાપરે.—જીવતર.
ઉંચી એડીના જોડા પહેરીને, જાણે હું ઉંચો થાઊં;
મારી આગળ તો રોફ બતાવે, મનમાં બળી બળી જાઊં—જીવતર.



# ઢોંગી જગતના બાવાઓ.



## ( મરસીયા છંદ ).

બાઇ જોજો ઢોંગી જગના બાવા, ઢોંગી જગતના બાવા;
લેવા માંડયા સંસારના લહાવારે, બાઇ૦
માતા પિતા જેણે દીધાં છોડી, ઇશ્વર ભક્તિમાં મન દીધુંરે;
પણ તેમાં કસર રહી થોડીરે, બાઇ૦
થયાં ભગવાં વસ્ત્ર પહેરી બાવા, લીધો તંબુરો ભજન ગાવા;
લાગ્યા રૂપૈયા તનથી કમવારે, બાઇ૦
થયા ભગવાં વસ્ત્રે બ્રહ્મચારી, કાઢી લાવ્યા ગૃહસ્થ કેરીનારી;
તેવા નરો રહ્યા ફાંફાં મારીરે, બાઇ૦
ચાર નારી બાવાને નવરાવેરે, ત્રણ નારી બાવાને ખવરાવે;
પાન સોપારી રસ પીવરાવેરે. બાઇ૦
પગ ચંપી બાવાની કરે પ્રીતે, નામ ભગવાનનું મુકયું ભીતે
ખોટા કામો કરે બીતે બીતેરે. બાઇ૦
જુઓ જુઓ કળિયુગના બાવા, લોકો આપે છે સારૂં સારૂં;
શીદ પૂજો છો ઢોંગી આવારે, બાઇ૦
પોતે ડૂબી બીજાને ડૂબાડો, આવી ખુબી બીજાને લગાડો
શીદ સતી સ્ત્રીઓને બગાડોરે, બાઇ૦
નારી નરની ન રાખે માઝા, કરતી સ્વામીને ટુંકારા ઝાઝા;
ખવરાવી રાખે બાવા તાજારે, બાઇ૦
વીસ ચાલી વર્ષોની ઘણી નારી, કોઇ સારીને કોઇ નઠારી;
હરનિશ સેવે જાય બ્રહ્મચારીરે, બાઇ૦

# આર્ય બંધુઓને શીખામણ.

---*---

(હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય છે-એ રાગ.)

દેશી મીત્રો સમજી રહો તો, સુખડાં હરનીશ થાશે;
નહીં સમજો તો ઢોંગી બાવા, સ્ત્રીઓ હરી લઇ જાશે. દેશી.
સ્વામીની સેવા નીત્ય કરવી, શીખામણ તેની ઉર ધરવી;
એમ ના ચાલે નારી ગરવી, દેશી.
સ્વામી છે જે ઘરના દેવા, માબાપે આપ્યા જે મેવા;
તેને તારે શું મુકી દેવા. દેશી.
સ્વામીની સાથે લડી બાઝી, બાવાને દેખી થતી રાજી;
હું પાએ નમું મારા બાવાજી. દેશી.
બસ હું તો ભજનમાં જવાની, સેવા કરવાને બાવાની;
નહી રાંધુ અને નથી ખાવાની, દેશી.
મ્હારે તો થઇ છે કથા વેળા, ખાવાં હોય તો ખાજો કેળાં;
નહિ તો સાંજે થઇશું ભેળાં. દેશી.
આવી લત લાગી બાવાની, તારી પુછે ખબર નહિ ખાવાની;
નારી એ નીશ્ચે જાવાની. દેશી.
બાવાની થઇ એતો બાવી, ઘરમાંથી ધન ચોરી લાવી;
દેશી બંધુની દશા આવી. દેશી.
માબાપે આપ્યો જે સ્વામી, તેને લાગે તું નકામી;
ઉલટી થાએ તેના સ્રામી. દેશી.
બાવાની દેખીને દાઢી, લલચાઇ ગઇ મોટી લાડી;
બાવો કહે છે માડી માડી. દેશી.

દોહરો.

બાવાની બાવી થઇ, મુકી નીજ ભરથારે;
નાણું પણ લેતી ગઇ, છોડયાં ઘરને બાર.

—ᔓ—

# રાંડેલી ઢોંગી ભક્તાણિ.



જુઓ જુઓ ભક્તાણી જપેમાળારે, જપે માળારે; એના ચાળારે. જુ.
હાથે માળા, ફરે આંખે ઈસારા કરે, ચીતે પડશકના ઉછાળારે. જુ
જગમાં રંડાઇને, મનથી મંડાઇને, અત્તરે હોળ્યા, નિમાળા. જુ.
બેડી સપાટ પગે, પાટલી બોય લગે, પોલકાં શોભે રૂપાળારે. જુ.
આંખે તો સુરમાઆંજે, આણુથી મુખ માંજે, જુઓ જુઓભક્તિવાળાંરે. જુ.
ગંગાએ નાહી ધોઇ, ખસો અડશો ન કોઇ, રસ્તે રખડતા યાર ભાળ્યારે જુ.
સાને સમજાવી, એવા એ ડાહી, ગંગાએ નાહી ધોઇ બાગારે. જુ.
રાંધીશું રાતે ખાઇશું ખાંતે, અત્યારે ઘેર જાઓ ચાલ્યારે. જુ.
ઘેર આવીને બેઠી, તરત સેવામાં પેઠી, ફેર નવરાવી લીધી માળારે. જુ.
આવ પાડોશી બાળ, મોઢેથી દેતી ગાળ, કેમ અડયું મનેસાળારે. જુ.
ફરેવી માળા જાશે, ફરીથી નાવું થાશે, મરજો જણુનારી તમ બાળારે. જુ.
ફરીથી નાહીને, માળાને લઇને, મનમાં ગમેલા રૂપાળારે જુ.
આંખેને કાને ટીલાં, ગોપીચંદનના ખીલ્યાં, બેસ ભડકે તેવાં ભાળ્યાંરે જુ.
કાગ ઓરીને ચાલી, હાથે કોથળી ઝાલી, દરશને ચાલ્યાં રૂપાળાંરે. જુ.
આવાં દરશનમાં ભળે, પ્રભુ ક્યાંથી તો મળે, મનડાં છે જેના કાળાંરે જુ.
જાણી પરચારી, નવરી થઇ નારી, જઇને જોગીને નિહાળ્યારે જુ.
થાળ જમાડી ફરી, વાયુ ઉરાડે ફરી, પગ ચાંપતાં કરે ચાળારે જુ.
બાવાજી ચાગા બાળા, દાંતન કીધી કાળા, મત ગભરાઓ બાળારે જુ.
બાવાને લીધા નહાવા, પહેલું આપીને ખાવા, કર્મ કરે છે જુઓકાળારે જુ.

સાંજ પડી છે ખરી, પાછી ત્યાંથી તો ફરી, વહાણાંના વાયદા સંભાળ્યા રે જુ.
પરમેશ્વર ભજવા મુકી, મનુષ્યા જનમે તું ચુકી, ધીક છે વાયદાવાળા રે જુ.
પુર્વના પાપે રંડા આ જનમે આવ્યાં મંડવા, લક્ષચોરાશી જન્મ ગાળ્યા રે. જુ.
મ્યારી મળને સુતરની, મનુષ્ય જનમના ફેરની, ચુકવે, દીન દયાળા રે જુઓ.

## કન્યા વિક્રયનો કેર.

ઘરેણાં હું નહી માગુ ન માગુ સાડી સાટનની,
ન જોઇએ શાલ રેસમની ન જોઇએ ફ્રાંક ફેશનની;
વીટી નવ માગુ હીરાની ન માગુ નંગ મોતીનાં,
પ્રીતિથી એટલુ માગુ પીતા તૃષ્ણા વિસારોને.
માતા પીતા દયા લાવો બુઢા વરને ન પરણાવો,
અમોને સુખી થાવા દો હમારો ભવ બગાડો ના;

પ્રભુએ જેટલુ આપ્યુ તેથી સંતોષ માની લ્યો,
બુઢા વરને વરાવીને નીશાસો માથે લેતા ના.
રૂંવે રૂંવે કીડા પડશે પોતા પુત્રી રીબાવો ના,
બનીને મરત મનોના છકેલા છાકી જાઓ ના.

અમારો ભવ બગાડો તો નરકનો માર્ગ છે ખુલ્લો;
અમારો ભવ સુધારો તો સ્વર્ગનો માર્ગ છે ખુલ્લો,
હવે તમ જીંદગી થોડી મુકી દો પેટના ફાળા,
વિચારી લ્યો વિચારી લ્યો અરે કન્યાવિક્રય વાળા.

## સર્વને સલુણો સદ્બોધ.

રાગ—ગઝલ.

કુડા સંસાર માયામાં ધરો મનડુ સદા ઠરવુ,

પછી વર્તો વિચારીને સત્યને એજ છે ગમતુ;
વચનથી જુઠ ના વદવુ કલમથી કુડ ના ગમતુ,
તીમીરને દુરથી કરવુ સત્યને એજ છે ગમતુ.
ભલી ભાતે ભલી શકતી ધરી કાર્યો કરો સારાં,
નઠારા કર્મ ના કરવા સત્યને એજ છે ગમતુ;
ન કોપો કોપમા પરને ન લોભો જીવ લોભાવું,
ન માયા મનમાં આણો સત્યને એજ છે ગમતુ.
ફરો તમે તીમીરના તીરે ધરો સહ સાનને ધારે,
ન બાંધો પાપની ગ્રંથી સત્યને એજ છે ગમતુ;
ન લડવું લોકમાં બાથે ન પડવું પાસમાં હાથે,
બગાડો હીત નહી કોનું સત્યને એજ છે ગમતુ.
ભલા ભોળા થઇ ભુલો ભલુ ભાળો નાથાત્મનું,
ભુલાવે ભોળવી મતી સત્યને એજ છે ગમતુ;
સુણો સૌ સાનમાં શાણા સુધારો આપને ધારો.
સુધરશે સંતતિ સારી સત્યને એજ છે ગમતુ,
ફરે ફાંફા ન મારીને ફરી ફોકટ બીચારોમાં;
ખરૂ સુખ મોક્ષનું લવા સત્યને એજ છે ગમતુ,
ન જાણે ગ્યાનમાં જાણી હ્રદયમાં અધ્યાત્મ વાણી,
ન ઠગવા મુગ્ધ જે પ્રાણી સત્યને એજ છે ગમતુ.
વધ્યા છે ઢોંગ દુનીયામાં કપટ માયા પ્રપંચોના,
કુમાર્ગને તજી જાવું સત્યને એજ છે ગમતુ;
પડયો જો એક બાગમાં ન પડવુ અન્યના વાસે,
હરો પરવાહ ગાડરનો સત્યને એજ છે ગમતુ.

# પ્રખ્યાત પીનલકોડ.

## (ભુજંગી છંદ)

## પ્રભુ તમને શું પુછશે !

તમે કેટલા બંગલાઓ બનાવ્યા ? તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા ?
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.

તમે કેટલી રોજ ચીરોટ ફુંકી ? તમે કેટલી વાપરી ચ્હાય ભુકી ?
તમે ચાવતા કેટલા રોજ પાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો !

કઇ જાતના પ્હેરતા બુટ જોડા ? ઘરે રાખતા કેટલા ગાય ઘોડા ?
હતા કેટલા ગાડીને ગાડીવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો ?

તમે કેટલી ભાઇ ભાષા ભણ્યા છો ? બી.એ.એમ.એ.એમ.ડી. શું થયા છો ?
થયા જે.પી.છો, ચાંદસી-આઇ માનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો ?

કઇ જાતનાં બાળતા ઘેર લેમ્પો ? કઇ જાતની વાપરી બેસ્ટ કેપો ?
બીજો ડ્રેશ કેવો હતો પહેરવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો ?

તમે કેટલા વસ્ત્ર ભેગા કર્યા છે ? કઇ જાતના અત્તરો વાપર્યા છે ?
તમે વાપર્યાં પાન ગુલાબદાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો ?

તમે કેટલા નાટકો ખેલ જોયા ? તમે સર્તમાં કેટલા દામ ખોયા ?
લીધો લ્હાવ શું સર્તમાં જીતવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો !

ઉનાળે હવા સારૂં કયે ઠામ જાતા ? તમે રેલ્વેમાં કયો વર્ગ લેતા ?
કરી કેટલી મીજબાની જુવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો !

મુલાકાત લીધી તમે હોટલોની ? ભાગી ગરદનો કેટલી બોટલોની !?
લવેન્ડર અને સેન્ટની શીશીઓની ? પ્રભુ તે તમોને નથી પુછવાનો ?

તમે કેટલી પ્રભુની ભકિત કીધી ? ગરીબો તણી શી આશીસ લીધી ?
તમે કીધા કેટલાં પુન્ય કામો ? પ્રભુ તે તમોને જરૂર પુછવાનો.

કંઇ જાતના પહેરતા આંખે ચસમા ? થતા લીન ગુણુકા તણા ખુબ રસમાં.
જગત બાજી દેખી થયો તું દીવાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો.

# કારમો કળીયુગ.

## રાગ—કાફી.

કળીયુગ આવ્યોરે, ભોળાજનો ભરમાયા;
બહુ બહુ પરતાપરે, ઘણા નરો શરમાગા; કળીયુગ. ટેક.
બાર વરસની બાળકીને, થયું ગર્ભનું જ્ઞાન;
પોતે બાળકી મટી નહીંને, એને થયું સંતાન;
ભાન ગયાં ભુલીરે, તેવા કરે ઘણા ડાહ્યા; કળીયુગ. ૧
બારે થઇને રાખી બાયડી, કહેતો મૈયા મૈયા;
તેની સાથે વહેવાર માંડ્યો, થયાં છોકરાં છૈયા;
અહીંયા કર્યું કાળુંરે, વ્યભિચારી ગણાયા; કળીયુગ. ૨
એટલી મુકે અનર્થ થશે, કળી કરાવશે કેર;
સોળ વર્ષની સુંદરી, નર રંગે નાખે ઝેર;
ઝેર તેને દેશેરે, શ્રીમંતો ત્યાં પરખાયા; કળીયુગ. ૩
વૃદ્ધ પણે મીંઢળ બાંધ્યું, સ્ત્રિની ઉમ્મર છે બાર;
પણ શી વલે તેની થાશે, તેનો કર્યો ન વિચાર;
કેમ રહેશે આચારે, જોમનજી જેને આયા; કળીયુગ.

---